ॐ

श्रीमद् बुद्धिसागर सूरीश्वरजी ग्रंथमाळा ग्रन्थांक ९९.

महामहोपाध्यायजी

# श्रीमद् यशोविजयजी जीवन

(निबंध).

રચયિતા, શાસ્ત્રવિશારદ યોગનિષ્ઠ જૈનાચાર્ય
શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ.
હા. વકીલ શા. મોહનલાલ હીમચંદભાઈ.
મુ. પાદરા.

દ્વિતીયાવૃત્તિ. *** પ્રતિ ૧૦૦૦.
વિ. સં. ૧૯૮૧. ઈ. સ. ૧૯૨૫.

કિં. ૦-૮-૦.

શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ તરફથી પ્રસિદ્ધ થતી શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી ગ્રંથમાળાના ગ્રંથાંક ૯૯ તરીકે શ્રીમદ્ યશોવિજય જીવનચરિત્ર ( નિબંધ ) પ્રકટ કરવામાં આવે છે.

પૂજ્ય સૂરિજી મહારાજ વિ૦ સં૦ ૧૯૬૮માં પાદરા મુકામે પધાર્યા ત્યારે વડોદરા ખાતે શ્રી ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભરાવાને થોડોજ વખત બાકી હતો. આ વખતે શ્રીમાન્ સંપતરાવ ગાયકવાડે ગુરૂ મહારાજની પાસે તે સાહિત્ય પરિષદ્માં પધારવા માટે તથા કાંઇક ભાષાસાહિત્ય પ્રસાદીની માંગણી કરવાથી ગુરૂ મહારાજે તત્કાલ, આ જીવન ચરિત્ર તૈયાર કર્યું. જૈનકોમમાં પૂર્વે મહાન્ આચાર્યો થઇ ગયા છે કે જેમણે ધર્મ અને ભક્તિનાં પુસ્તકો આલેખી તેમાં મહાન્ રસ સાગરો રેલ્યા છે. શ્રીમદ્ યશોવિજયજી મહારાજ એક મહાન્ વિદ્વાન, કવિવર પંડિત, ભાષા તથા ચમત્કારિક કવિ થઈ ગયા છે. સાક્ષાત્ સરસ્વતીનંદન જેવા આ મહાન્ ધુરંધરનું જીવનચરિત્ર વાંચતાં વાંચકને

અધ્યાત્મજ્ઞાન, અનુભવજ્ઞાન, વૈરાગ્ય, આદિ સાથે ઉત્કૃષ્ટ કાવ્ય તથા લેખનશક્તિનો ખ્યાલ સહજ આવશે.

આ જીવન ચરિત્ર ગુજરાતી સાહિત્ય પરિષદે છપાવેલ પણ તેની માગણી થવાથી બહોળો ફેલાવો કરવાના ઉદ્દેશથી પુનઃ છપાવી તેની દ્વતીયાવૃત્તિ પ્રકટ કરવાનું યોગ્ય ધાર્યું છે અને તે પ્રમાણે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. ગુર્જર-સાહિત્યના ઉપાસકો આ સુન્દર જ્ઞાનરસસાગર મંથનમાં યોગ્ય રીતે દત્તચિત્ત રહેશે તો લેખક અને પ્રકટ કર્તાનાં શ્રમનું સાફલ્ય ગણાશે.

આ ગ્રંથ પ્રકાશનમાં અમદાવાદ નિવાસી ઝવેરી ચંદુલાલ ગોકળભાઇના સુપુત્ર ઝવેરી લાલભાઇ ચંદુલાલ વિ૦ એ તેમનાં માતુશ્રી શ્રાવિકાબાઈ ધીરજના સ્મરણાર્થે રૂપીઆ બસો મદદ તરીકે આપ્યા છે તે માટે તેમનો ધન્યવાદ પૂર્વક આભાર માનવામાં આવે છે.

પાદરા.<br>વિ. સં. ૧૯૮૧ના<br>ચૈત્ર વદિ ૧૧

શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ.<br>**હા. વકીલ મોહનલાલ હિમચંદ.**

# શ્રીમદ્ ઉપાધ્યાયના નિબંધની
# પ્રસ્તાવના.

વિક્રમ સંવત ૧૯૬૮ ના માગશર માસમાં મુંબાઇથી વિહાર કર્યો અને ત્યાંથી દમણ, વલસાડ થઇ સુરત આવવાનું થયું અને ત્યાં પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી વિગેરેનો મેળાપ થયો ને ત્યાંથી સાયણ, અંકલેશ્વર થઇ ઝગડીયા તીર્થમાં જવાનું થયું અને ત્યાં સાગરાનંદસૂરીશ્વરજી બિરાજમાન હતા તેમની સાથે જૈનસંઘની ઉન્નતિ અને વાર્તમાનિક જૈન પ્રગતિનાં કર્તવ્યો સંબંધી અનેક પ્રકારની વાટાઘાટ ચાલી. ત્યાંથી શુકલતીર્થમાં જવાનું થયું અને મહાદેવના ઓટલા ઉપર રાત્રે રહેવાનું થયું. સાથે મુનિ શ્રીવૃદ્ધિસાગરજી, હેતમુનિજી વિગેરે સાધુઓ હતા. શુકલતીર્થમાં રાત્રે બ્રાહ્મણોને ઉપદેશ આપ્યો, ત્યાંથી નિકોરા, ઝનોર, પાલેજ, મિયાગામ, કરજણ થઈ ઇટોલા આવવાનું થયું અને ઇટોલામાં સ્થાનકવાસી સાધુઓના ઉપાશ્રયમાં ઉતરવાનું થયું અને ત્યાં દરિયાપરી સંઘાડાના સાધુઓ સાથે આગમોના જ્ઞાનની ગોષ્ઠી ચાલી અને તેથી તેઓને ઘણો રસ પડ્યો અને ત્યાંથી વિહાર કરીને દરાપરામાં આવવાનું થયું, અને ફાગણ માસમાં

પાદરામાં આવવાનું થયું. અને ત્યાં વકીલ મોહનલાલ હિમચંદ તથા શા. માણેકલાલ વરજીવન તથા પ્રેમચંદ દલસુખ તથા મંગળભાઇ લક્ષ્મીચંદ તથા ભાઈલાલ ચુનીલાલ વિગેરે શ્રાવકોના આગ્રહથી ત્યાં વિશેષાવશ્યક શાસ્ત્રમાંથી મતિજ્ઞાન શ્રુતજ્ઞાન—અવધિજ્ઞાનનો અધિકાર પૂર્ણ વાંચ્યો અને તેથી પાદરાના શ્રાવકોને સારો બોધ થયો. વડોદરામાં ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભરાવાની હતી અને તેમાં ગુજરાતી ભાષામાં જૈનમુનિયોના નિબંધોની આવશ્યકતા જણાઈ, અને શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સરકારના સહોદર શ્રીમંત સંપતરાવ ગાયકવાડે ગુજરાતી સાહિત્ય પરિષદ્માં પધારવા માટે વિનંતિ કરી અને કોઇ જૈનાચાર્ય કે જેમણે ગુજરાતી ભાષામાં ગ્રંથો લખ્યા હોય તેમના સંબંધી નિબંધ માગ્યો. તેથી અમોએ શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાય કે જેમણે સંસ્કૃત વિગેરેના સો ઉપરાંત ગ્રંથો લખ્યા છે અને તે મહાન્ વિદ્વાન્ વાચક થઈ ગયા છે તેમનો નિબંધ લખવાનો વિચાર કર્યો અને પાદરાના સંઘના આગેવાનોને તે પસંદ પડ્યો. અમોએ નિબંધ લખીને પૂર્ણ કર્યો. ગુજરાતી સાહિત્ય પરિષદ્ના આગેવાનોનો ઘણો આગ્રહ છતાં પણ ત્યાં ન જઈ શકવાનાં કેટલાંક કારણો હોવાથી

અમોએ પાદરાના સુશ્રાવક વકીલ ત્રિભોવનદાસ દલપત-ભાઇને તે નિબંધ વાંચવા માટે પરિષદમાં મોકલ્યા. તેમણે પરિષદના ઠરાવેલા ટાઇમે તે નિબંધ વાંચ્યો, તેથી પરિષદમાં આવેલા વિદ્વાનોનાં મન રાજી થયાં અને પરિષદ તરફથી તે નિબંધ છપાઇ પ્રસિદ્ધ થયો પણ જૈનકોમમાં તેનો બહોળો ફેલાવો, થોડી નકલોના કારણે થઇ શક્યો નહિં. તેથી વિક્રમ સંવત્ ૧૯૮૦ની સાલમાં અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળના આગેવાનોની વિનંતિ થઇ કે તે નિબંધ ફરીથી છપાવવાની જરૂર છે. આપની હયાતીમાં તે નિબંધ બીજીવાર છપાય તો ભૂલચૂક રહે નહીં અને જૈન કોમ ઉપાધ્યાયજીને સારી રીતે ઓળખી શકે, તેઓની વિનંતિ ધ્યાનમાં લેઇને આ નિબંધ બીજીવાર મંડળે છપાવ્યો, તેનાં ફર્મા અમોએ યથામતિશક્તિથી સુધાર્યાં છે અને તેમાં જે કંઈ ભૂલચૂક રહી ગઇ હોય તો જૈન વિદ્વાનો સુધારણા કરશે એવી આશા રાખું છું. ઉપાધ્યાયજીના જીવનચરિત્ર સંબંધમાં ભવિષ્યમાં વધુ અજવાળુ પડશે. તેમનું જીવન ચરિત્ર લખવાનાં કેટલાક સાધનો હાલ જે અનુપલબ્ધ હોય તે ભવિષ્યમાં મળે એવી આશા રહે છે અને તેમના રચેલા ગ્રંથો સંબંધી કેટલાક અંધારામાં રહેલા હોય તે પણ મળી આવે

એવી આશા રહે છે. ઉપાધ્યાયજીનું આંતરિક આધ્યાત્મિક આત્મજીવન ચીતરવું તે તો તેમના જેવાજ આત્માથી બની શકે, બાકી મારાથી તો વિહાર ગ્રંથ લખાણ વિગેરે મોટી બાબતોનું આલેખન થઇ શકે, ઉપાધ્યાયજી તે કાળના મહાન્ યુગ પ્રધાન, લેખક, વક્તા, ધર્મસુધારક, ધર્મરક્ષક, જૈનધર્મોદ્ધારક, મહાત્યાગી પુરૂષ હતા. શ્રીમદ્ આનંદઘનજી અને તેમની મુલાકાત થઈ હતી અને શ્રીમદ્ આનંદઘનજીની પાસેથી તેમણે અધ્યાત્મજ્ઞાન સંબંધી ઘણો અનુભવ મેળવ્યો હોય એમ લાગે છે. ઉપાધ્યાયજીએ જૈન યતિઓમાં પેઠેલો શિથિલાચાર દૂર કરવા માટે ગ્રંથોથી અને ઉપદેશથી ઘણો પ્રયત્ન કર્યો છે—શ્રીમદ્ આનંદઘનજી મહાઅધ્યાત્મજ્ઞાની મહાત્મા હતા. તે દરિયામાં પાંદડાની પેઠે તેમજ નાવની પેઠે તરી શકે એવા હતા. તેમણે ઉપદેશ વિગેરે આપવાની પ્રવૃત્તિ ઘણી ઓછી સેવી હતી. શ્રીમદ્ આનંદઘનજી ઘણી નિવૃત્તિ ધારણ કરનારા હતા અને ઘણે ભાગે ઉપદેશાદિક પ્રવૃત્તિ માર્ગમાં પડતા નહોતા. એમને નિવૃત્તિ ઘણી પસંદ હતી તેથી તે ગુફા, નિર્જનસ્થાન અને નિરૂપાધિક સ્થાનોમાં રહેતા હતા, જાહેર પરિચયમાં વિશેષ આવતા નહોતા, તેથી તે આત્માની નિર્વિકલ્પ દશામાં ઘણું જીવન ગાળતા હતા

અને શ્રીમદ્ ઉપાધ્યાયજી તો પોતાના આત્માના હિતની સાથે જૈનકોમને સુધારવાનું કાર્ય કરતા હતા. જૈનોને દરરોજ પ્રતિબોધ દેતા હતા. અનેક પ્રકારના ગ્રંથો લખતા હતા. તે વખતના આચાર્યોની સાથે પણ શિથિલતા નિવારણ માટે ઘણી સુપ્રવૃત્તિ સેવતા હતા. તેથી તેઓ સેવા–ભક્તિ માર્ગમાં ઘણા આગળ વધ્યા હતા, શ્રી હરિભદ્રસૂરિ પાછળ તેઓ જૈન કોમમાં મહાન્ જ્ઞાની તરીકે પ્રસિદ્ધ થયા છે. તેથી તે સંસાર સમુદ્રમાં અન્ય જીવોને તારવાને માટે આગબોટની ઉપમાને ધારણ કરતા હતા. પોતાની પાછળ તેઓ અન્યોને સંસાર સમુદ્રને તરવા માટે અનેક ગ્રંથો રૂપ વહાણોને બનાવી મૂકી ગયા છે–તેમાં બેસીને અનેક ભવ્ય જીવો આ સંસાર રૂપ સમુદ્રને ઉતરવા સમર્થ થાય છે. શ્રીમદ્ ઉપાધ્યાયજી જ્ઞાની, યોગી, કર્મયોગી, તથા સેવાભક્તિમાં ઘણા આગળ વધેલા મહાભક્ત જીનોપાસક હતા, મહોપદેશક હતા. તે કાળમાં અને હાલ વર્તમાનમાં તે મહાપુરૂષ તરીકે પ્રસિદ્ધ છે. શ્રીમદ્ ઉપાધ્યાયજીને ધર્મના વાદવિવાદો કરવા પડતા હતા, અને તે પ્રતિપક્ષીઓને ઉત્તર આપવા વિગેરે ચર્ચાની પ્રવૃતિ સેવતા હતા, પણ જેમ જેમ વૃદ્ધ થતા ગયા તેમ તેમ અધ્યાત્મજ્ઞાન તરફ ઘણું

વળવા લાગ્યા, અને સિદ્ધપુર, નીકોરા, શુક્લતીર્થ વિગેરે સરસ્વતી નર્મદાનદીના કાંઠાનાં શાન્તસ્થાનોમાં ઘણું રહેવા લાગ્યા. છેવટે ડભોઇમાં વિ. સં.(૧૭૪૬?) દેહોત્સર્ગ કરી દેવલોકમાં પધાર્યા. તેમણે શ્રીમદ્ આનંદઘનજીની પેઠે એકલી નિવૃત્તિ સેવી હોત તો જૈનધર્મના સંરક્ષક સ્ટીમર જેવા મહાન્, અન્યોને માટે થઇ શકત નહીં પણ દરેક મહાપુરૂષના માર્ગ ન્યારા હોય છે. કોઇ બિલકુલ અધ્યાત્મજ્ઞાનમાં મશગુલ રહે છે, કોઇ ગીતાર્થ થઇને ધર્મનું રક્ષણ કરે છે, અને લેખકની તથા વક્તાની પ્રવૃત્તિને સેવે છે. કેટલાક માત્ર પોતાના આત્માનું હિત કરવા ચારિત્રજ પાળી શકે છે પણ વ્યાખ્યાનાદિ પ્રવૃત્તિ માર્ગને સેવતા નથી. શ્રીમદ્ ઉપાધ્યાયના જીવનમાંથી અનેક દૃષ્ટિયોથી અનેક રીતનું શીખવાનું મળે છે. તેમના જીવનમાંથી જ્ઞાની ધ્યાનયોગી તથા ચારિત્રી થવાનું શિક્ષણ મળે છે. ગુરૂપરંપરાદિ ધર્મશાસ્ત્રોના મંતવ્યોનું, સેવા-ભક્તિ માર્ગનું તથા ધર્મરક્ષક થવામાં આત્માર્પણ કરવાનું પણ ઉત્તમ શિક્ષણ મળે છે. જે મનુષ્ય જે દૃષ્ટિથી તેમને વાંચે છે તે દૃષ્ટિનો અનુસારે તેમને મેળવી શકે છે. શ્રીમદ્ ઉપાધ્યાયજીને તેમના બનાવેલા સર્વ ગ્રંથના વાંચનથી ઓળખી શકાય છે. કારણ કે તેમાંથી ઘણું શીખવાનું

મળે છે પણ ગુણાનુરાગ દૃષ્ટિથી વાંચવામાં આવે તોજ. ઉપાધ્યાયજી અધ્યાત્મજ્ઞાન સંબંધી ઘણું લખે છે, અને વિશ્વલોકને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે ખાસ ઇસારો કરે છે તથા વ્યવહારમાં અને નિશ્ચયમાં સ્થિર થઇ પ્રવર્તિ અન્યને પણ તે માર્ગે દોરે છે. પોતે ગુરૂકુળ વાસી હતા. તેમણે જે જે કહ્યું છે તે તેમના જમાનાની દૃષ્ટિને આ-ગળ કરીને અને તેમની અપેક્ષા સમજીને વાંચવામાં આવે-તો તેમને લોકો સારી રીતે ઓળખી શકે. તેમનામાંથી ઘણા ગુણો લેઇ શકે, એમ મારૂં નમ્ર મંતવ્ય છે તે વાંચકો ધ્યાનમાં લેશે. શ્રીમદ્ ઉપાધ્યાયજીએ આત્મકલ્યાણ થવાના અનેક માર્ગો બતાવ્યા છે. તેમના સર્વ ગ્રંથોમાં અધ્યાત્મસાર અને છેવટનો જ્ઞાનસાર એ બે ગ્રંથ આખી દુનિયાના લોકોને મોક્ષ માર્ગમાં સંચરવાને માટે ઘણા ઉપયોગી થઇ પડ્યા છે, અને ભવિષ્યમાં ઘણા ઉપયોગી થઇ પડશે, એવું મારૂં મન્તવ્ય છે. ઉપાધ્યાયજીના સંબંધમાં અનેક વિદ્વાન્ લેખકો અનેક દૃષ્ટિબિંદુથી તેમનું જીવન ચરિત્ર લખે તોપણ તેમનું આધ્યાત્મિકજીવન તો પૂરૂં લખી શકાય તેમ નથી છતાં લેખકો તેમના જીવન સંબંધી તથા તેમના શાસ્ત્રજ્ઞાન સંબંધી લખી જગત આગળ પ્રકાશ

પાડે તો તેથી વાંચકોને નવુંનવું જાણવાનું અને લેવાનું મળશે. આવી દૃષ્ટિ ધ્યાનમાં રાખીને જીવન ચરિત્ર લખવામેં તેર વર્ષ પહેલાં મેં અતિસંક્ષેપથી અલ્પ પ્રયાસ કર્યો હતો તે આ નિબંધ વાંચવાથી માલુમ પડશે. ઉપાધ્યાયજીનો નિબંધ લખતાં જૈનશાસ્ત્ર જીનાજ્ઞા વિરૂદ્ધ જે કંઇ લખાયું હોય તેની સંઘ આગળ માફી માગું છું અને હંસદૃષ્ટિથી સજ્જનો સત્ય ગ્રહણ કરે એમ ઇચ્છું છું.

ઉપાધ્યાય નિબંધ સમાપ્ત થતાં છેવટે શ્રીમદ્ ઉપાધ્યાયકૃત સંયમબત્રિશી છપાવવામાં આવી છે તેમાંથી વાંચકો, ગુરૂગમપૂર્વક જ્ઞાન સંયમ મેળવશે એમ ઇચ્છું છું.

इत्येवं ॐ अर्हं महावीर शान्तिः ३

મુ. વિજાપુર.
વિ. ૧૯૮૧
ચૈત્ર વદિ ૮ ગુરૂવાર.
(ગુજરાત)

લેખક બુદ્ધિસાગર સૂરિ.



# શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તરફથી

## શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીગ્રન્થમાળામાં

### પ્રગટ થયેલા ગ્રન્થો.

| ગ્રંથાંક | પૃષ્ઠ | કિંમત. |
|---|---|---|
| ૧ ક. ભજન સંગ્રહ ભાગ ૧ લો. | ૨૦૦ | ૦—૮—૦ |
| * ૧ અધ્યાત્મ વ્યાખ્યાનમાળા. | ૨૦૬ | ૦—૪—૦ |
| * ૨ ભજનસંગ્રહ ભાગ ૨ જો. | ૩૩૬ | ૦—૮—૦ |
| * ૩ ભજનસંગ્રહ ભાગ ૩ જો. | ૨૧૫ | ૦—૮—૦ |
| * ૪ સમાધિશતક વિવેચન. | ૬૧૨ | ૦—૮—૦ |
| ૫ અનુભવપચ્ચિશી. | ૨૪૮ | ૦—૮—૦ |
| ૬ આત્મપ્રદીપ. | ૩૧૬ | ૦—૮—૦ |
| * ૭ ભજનસંગ્રહ ભાગ ૪ થો. | ૩૦૪ | ૦—૮—૦ |
| ૮ પરમાત્મદર્શન, | ૪૦૦ | ૦—૧૨—૦ |
| * ૯ પરમાત્મજ્યોતિ. | ૫૦૦ | ૦—૧૨—૦ |
| * ૧૦ તત્ત્વબિંદુ. | ૫૦૦ | ૦—૧૨—૦ |
| * ૧૧ ગુણાનુરાગ. (આવૃત્તિ બીજી) | ૨૪ | ૦—૧—૦ |
| * ૧૨-૧૩. ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદીપિકા. | ૧૯૦. | ૦—૬—૦ |

| | | | |
|---|---|---|---|
| | ૧૪ તીર્થયાત્રાનું વિમાન (આ. બીજી) | ૬૪ | ૦—૨—૦ |
| | ૧૫ અધ્યાત્મભજનસંગ્રહ | ૧૯૦ | ૦—૬—૦ |
| | ૧૬ ગુરુબોધ. | ૧૭૪ | ૦—૮—૦ |
| * | ૧૭ તત્ત્વજ્ઞાનદીપિકા | ૧૨૪ | ૦—૬—૦ |
| | ૧૮ ગહૂંલીસંગ્રહ ભા. ૧ | ૧૧૨ | ૦—૩—૦ |
| * | ૧૯–૨૦ શ્રાવકધર્મસ્વરૂપ ભાગ ૧–૨ ( આવૃત્તિ ત્રીજી ) | ૪૦–૪૦ | ૦—૧—૦ |
| * | ૨૧ ભજનપદસંગ્રહ ભાગ ૬ ઠો. | ૨૦૮ | ૦—૧૨—૦ |
| | ૨૨ વચનામૃત. | ૮૩૦ | ૦—૧૪—૦ |
| | ૨૩ યોગદીપક. | ૩૦૮ | ૦—૧૪—૦ |
| | ૨૪ જૈન ઐતિહાસિક રાસમાળા. | ૪૦૮ | ૧—૦—૦ |
| * | ૨૫ આનન્દઘનપદ ( ૧૦૮ ) ભાવાર્થ સંગ્રહ | ૮૦૮ | ૨—૦—૦ |
| * | ૨૬ અધ્યાત્મશાન્તિ (આ. બીજી) | ૧૩૨ | ૦—૩—૦ |
| | ૨૭ કાવ્યસંગ્રહ ભાગ ૭ મો. | ૧૫૬ | ૦—૮—૦ |
| * | ૨૮ જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ. | ૯૬ | ૦—૨—૦ |
| * | ૨૯ કુમારપાળ (હિંદી) | ૨૮૭ | ૦—૬—૦ |
| * | ૩૦ થી ૪–૩૪ સુખસાગર ગુરુગીતા | ૩૦૦ | ૦—૪—૦ |

| | | |
|---|---|---|
| ૩૫ ષડ્દ્રવ્યવિચાર. | ૨૪૦ | ૦—૪—૦ |
| ૩૬ વિજાપુરવૃત્તાંત. | ૯૦ | ૦—૪—૦ |
| ૩૭ સાબરમતીકાવ્ય. | ૧૯૬ | ૦—૬—૦ |
| ૩૮ પ્રતિજ્ઞાપાલન. | ૧૧૦ | ૦—૫—૦ |
| * ૩૯–૪૦–૪૧ જૈનગચ્છમતપ્રબંધ, સંઘપ્રગતિ, જૈનગીતા. | ૩૦૪ | ૧—૦—૦ |
| ૪૨ જૈનધાતુપ્રતિમા લેખસંગ્રહ ભા.૧ | ૩૨૫ | ૧—૦—૦ |
| ૪૩ મિત્રમૈત્રી. | | ૦—૮—૦ |
| * ૪૪ શિષ્યોપનિષદ્. | ૪૮ | ૦—૨—૦ |
| ૪૫ જૈનોપનિષદ્. | ૪૮ | ૦—૨—૦ |
| ૪૬–૪૭ ધાર્મિક ગદ્યસંગ્રહ તથા સદુપદેશ ભાગ ૧ લો. | ૯૭૬ | ૩—૦—૦ |
| ૪૮ ભજનસંગ્રહ ભા. ૮ | ૯૭૬ | ૩—૦—૦ |
| * ૪૯ શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૧ | ૧૦૨૮ | ૨—૦—૦ |
| ૫૦ કર્મયોગ. | ૧૦૧૨ | ૩—૦—૦ |
| ૫૧ આત્મતત્ત્વદર્શન | ૧૧૨ | ૦–૧૦—૦ |
| ૫૨ ભારતસહકારશિક્ષણ કાવ્ય | ૧૬૮ | ૦–૧૦—૦ |
| ૫૩ શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૨ | ૧૨૦૦ | ૩—૮—૦ |

| | | |
|---|---|---|
| ૫૪ ગહુંલી સંગ્રહ ભા. ૨ | ૧૩૦ | ૦—૪—૦ |
| ૫૫ કર્મપ્રકૃતિટીકાભાષાંતર | ૮૦૦ | ૩—૦—૦ |
| ૫૬ ગુરૂગીત ગુંહલીસંગ્રહ. | ૧૯૦ | ૦—૧૨—૦ |
| ૫૭–૫૮ આગમસાર અને અધ્યાત્મગીતા. | ૪૭૦ | ૦—૬—૦ |
| ૫૯ દેવવંદન સ્તુતિ સ્તવન સંગ્રહ. | ૧૭૫ | ૦—૪—૦ |
| ૬૦ પૂજાસંગ્રહ ભા. ૧ લો. | ૪૧૬ | ૧—૦—૦ |
| ૬૧ ભજનપદસંગ્રહ ભા. ૯ | ૫૮૦ | ૧—૮—૦ |
| ૬૨ ભજનપદસંગ્રહ ભા. ૧૦ | ૨૦૦ | ૧—૦—૦ |
| ૬૩ પત્રસદુપદેશ ભા. ૨ | ૫૭૫ | ૧—૮—૦ |
| ૬૪ ધાતુપ્રતિમાલેખ સંગ્રહ ભા. ૨ | ૨૨૫ | ૧—૦—૦ |
| ૬૫ જૈનદષ્ટિએ ઇશાવાસ્યોપનિષદ્ ભાવાર્થવિવેચન. | ૩૬૦ | ૧—૦—૦ |
| ૬૬ પૂજાસંગ્રહ ભા. ૧–૨ | ૪૧૫ | ૨—૦—૦ |
| ૬૭ સ્નાત્રપૂજા. (બુદ્ધિસાગરસૂરિકૃત) | | ૦—૨—૦ |
| ૬૮ શ્રીમદ્ દેવચંદ્રજી અને તેમનું જીવનચરિત્ર. | ૩૨ | ૦—૪—૦ |

## સંસ્કૃત ગ્રન્થો.

| | | |
|---|---|---|
| ૬૯-૭૨ શુદ્ધોપયોગ વિ૦ સંસ્કૃત ગ્રંથ ૪ | ૧૮૦ | ૦-૧૨-૦ |
| ૭૩-૭૭ સંઘકર્તવ્ય વિ૦ સંસ્કૃત ગ્રંથ ૫ | ૧૬૮ | ૦-૧૨-૦ |
| ૭૮ લાલાલજપતરાય અને જૈનધર્મ | ૧૦૦ | ૦-૪-૦ |
| ૭૯ ચિન્તામણિ | ૧૨૦ | ૦-૪-૦ |
| ૮૦-૮૧ જૈનધર્મ અને ખ્રીસ્તિધર્મનો મુકાબલો તથા જૈનખ્રીસ્તિ સંવાદ | ૨૨૦ | ૧-૦-૦ |
| ૮૨ સત્યસ્વરૂપ | ૨૦૦ | ૦-૧૨-૦ |
| ૮૩ ધ્યાનવિચાર | ૬૬ | ૧૦-૮-૦ |
| ૮૪ આત્મશક્તિપ્રકાશ | ૧૪૦ | ૦-૪-૦ |
| ૮૫ ક્ષમાપના | ૮૦ | ૦-૩-૦ |
| ૮૬ આત્મદર્શન | ૧૫૦ | ૦-૪-૦ |
| ૮૭ જૈન ધાર્મિક શંકા સમાધાન | ૫૫ | ૦-૨-૦ |
| ૮૮ કન્યાવિક્રયનિષેધ | ૨૨૦ | ૦-૮-૦ |
| ૮૯ આત્મશિક્ષાભાવનાપ્રકાશ | ૧૧૫ | ૦-૪-૦ |
| ૯૦ આત્મપ્રકાશ. | ૫૬૫ | ૧-૮-૦ |
| ૯૧ શોકવિનાશક (ગુજરાતી) | ૮૦ | ૦-૧-૦ |

| | | |
|---|---|---|
| ૯૨ થી ૯૭ તત્ત્વવિચાર વિ૦ સંસ્કૃત ગ્રંથો. | ૨૦૫ | ૧—૦—૦ |
| ૯૮ જૈનસૂત્રમાં મૂર્તિપૂજા | ૫૬ | ૦—૩—૦ |
| ૯૯ શ્રીમદ્ યશોવિજયજી જીવનચરિત. | ૨૧૦ | ૦—૮—૦ |
| ૧૦૦ ભજનસંગ્રહ ભા. ૧૧ | ૨૧૦ | ૦-૧૨—૦ |
| ૧૦૧ ભજનસંગ્રહ ભા. ૧ ( ચોથી આવૃત્તિ ) | ૨૦૫ | ૦—૮—૦ |
| ૧૦૨ મોટું વિજાપુર વૃત્તાંત | | |

* આ નિશાનીવાળા ગ્રંથો શીલકમાં નથી.

પુસ્તકો મળવાનાં ઠેકાણાં:—

૧ વકીલ શા. મોહનલાલ હિમચંદ પાદરા. (ગુજરાત).

૨ શા. આત્મારામ ખેમચંદ મુ. સાણંદ (જીલ્લે અમદાવાદ).

૩ ભાંખરીઆ શા. મોહનલાલ નગીનદાસ ૧૯૨-૯૪, બજારગેટ કોટ—મુંબઇ.

૪ શેઠ નગીનદાસ રાયચંદ ભાંખરીઆ મહેસાણા.

૫ શેઠ ચંદુલાલ ગોકળદાસ, વિજાપુર જૈનજ્ઞાનમંદિર.

૬ બુકસેલર મેઘજી હીરજી પાયધુની—મુંબઇ.

૭ શા. રતિલાલ કેશવલાલ, મુ. પ્રાંતીજ.

૮ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ મંડળ, મુ. પેથાપુર સાગરગચ્છ ઉપાશ્રય.

મહામહોપાધ્યાય ન્યાયવિશારદ જૈન મહાકવિ

# "ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી."

## તેમનું જીવન અને તેમનું ગુજરાતી સાહિત્ય.

(લેખકઃ–યોગનિષ્ઠ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી.)

" તુજ મુજ રીઝની રીત, અટપટ એહ ખરીરી;
" લટપટ નાવે કામ, ખટપટ ભાંજ પરીરી. ૧.
" મલ્લિનાથ તુજ રીત, જન રીઝે ન હુએરી;
" હોય રીઝણુને ઉપાય, સાહમું કાંઈ ન જુએરી. ૨.
" દુરારાધ્ય છે લોક, સહુને સમ ન શરીરી;
" એક દુહવાએ ગાઢ, એક જો બોલે હસીરી. ૩.
" લોક લોકોત્તર વાત, રીઝવે હોય જુઈરી;
" તાત ચક્રધર પૂજ્ય, ચિન્તા એહ હુઈરી. ૪.
" રીઝવવો એક સાંઇ, લોક તે વાત કરેરી;
" શ્રી નયવિજય સુશિષ્ય, એહજ ચિત્ત ધરેરી. ૫.

## શ્રીમદ્ યશોવિજયજીકૃત શ્રી મલ્લિનાથ સ્તવન.

સામાન્ય દિગ્દર્શન. શ્રીમદ્‌નું જીવન ચરિત્ર જાણવાનાં સાધન.

આ મહાપુરૂષના જીવન ચરિત્રની રૂપરેખા તેઓના ગ્રન્થોમાં તેઓએ કાઢેલા વાણીના ઉદ્‌ગારથી દોરી શકાય છે. આ શ્વેતામ્બર જૈન ધર્મના મહાન્ ઉપદેષ્ટા અને જન ધર્મ-રક્ષક ગીતાર્થ મુનિવર હતા. આ મહાપુરૂષનો જન્મ ગુર્જર દેશમાં અમદાવાદમાં વિક્રમ સંવત્‌ના ૧૭ સત્તરમા સૈકામાં થયો હતો એમ કેટલીક કિંવદન્તીઓથી તથા કેટલાક અનુમાનોથી કહી શકાય છે. આ જૈન તત્ત્વજ્ઞાની મહાન્ કવિનું ચરિત્ર કોઇ ઠેકાણેથી જોઇએ તેવા રૂપમાં લખેલું ઉપલબ્ધ થતું નથી. તેમના સમાનકાલીન પન્ન્યાસ સત્ય વિજયજી, વાચક વિનયવિજયજી, માનવિજયજી વગેરે સમર્થ વિદ્વાનો હતા, તેમ છતાં તેમનુ જીવનચરિત્ર કોઇએ સાહિત્યમાં જળવાઈ રહે એવા પ્રબન્ધ તરીકે રચ્યું હોય એમ અદ્યાપિ પર્યન્ત નિર્ણય થયો નથી.

જૈન દર્શનના મહાત્માઓમાં પોતાનું ચરિત્ર પોતાની મેળે તે વખતે આત્મપ્રશંસાદિ કેટલાંક કારણોથી નહિ લખવાની પ્રણાલિકા હોવાથી તેઓના જીવન ચરિત્રની હકીકત તેમના શ્રીમુખથી વા લેખિનીથી કથં પ્રગટી શકે ? તેઓ આચાર્ય પરંપરાની પાટ ઉપર થયા હોત તો કેટલીક હકીકત પટ્ટ પરંપર થનાર આચાર્યોની પેઠે જાણી શકાત. તેમના શિષ્યો જ્ઞાની આદિ થયા હોત તો તેઓએ પોતાના ગુરૂનું જીવન ચરિત્ર લખ્યું હોત પણ તેમ દેખવામાં આવતું નથી. પૂર્વાચાર્યોની પાછળ થનાર તેમના શિષ્યો વા તેમના ગુણાનુરાગીઓ પૂર્વાચાર્યોનું ઐતિહાસિક મુદ્દાઓ આદિથી મિશ્ર જીવન-ચરિત્ર લખી શકે છે. તેમના રચિત ખાદ્યખંડન, પ્રતિમાશતક, અને બત્તીસા બત્તીસી વગેરે ગ્રન્થોની પ્રશસ્તિથી કેટલુંક જીવનચરિત્ર જાણી શકાય તેમ છે. તેમના સંસ્કૃત ભાષામય ગ્રન્થો વા ગુર્જર ભાષાના ગ્રન્થોથી તેમના હૃદય વિચારોના અવલોકનદ્વારા આચાર-આદિ બાહ્યચરિત્ર અને તે પ્રસંગના બનાવોને આલેખી

શકાય, પણ તેવી રીતે જીવનચરિત્રનું આલેખન કરતાં તેમના ગ્રન્થોનું ઘણું પરિશીલન કરવું જોઇએ.

શ્રીમદ્‌નો જન્મ. સ્થળ અને સાલ.

શ્રીમદ્‌નો જન્મ સત્તરમા સૈકામાં થયો હતો. વિ. સંવત્ ૧૬૭૦ પૂર્વે તેમનો જન્મ હોય એમ અનુમાન કરી શકાય છે. અધ્યાત્મ મત પરીક્ષા ગ્રંથમાં તેમણે પાર્શ્વ-નાથને નમસ્કાર કરી વિજયદેવ સૂરિને પણ મંગલા-ચરણમાં નમસ્કાર કર્યો છે. તેમણે જો શ્રી વિજયદેવ સૂરિના ધર્મ રાજ્યમાં તે ગ્રંથ બનાવ્યો હોય તો તે-મનો જન્મ વિ. સં. લગભગ ૧૬૬૩ માં થવો જોઈએ. ઉપાધ્યાયજીએ જે આચાર્યના રાજયમાં ગ્રંથ બનાવ્યા છે, તે આચાર્યનું નામ તેમના ગ્રંથમાં છેવટે લખ્યું છે ઈત્યાદિ કારણોથી ઉપર્યુક્ત અનુમાન કરી શકાય છે. આ પ્રમાણે જો અનુમાન બંધ બેસતું હોય તો તેમના શરીર ત્યાગ સમયે તેમની ઉમર ૮૨ વર્ષની થઇ શકે, અને ૧૯ વર્ષની ઉમરે દિગંમરીઓના સામે

જવાબ તરીકે તે ગ્રંથ બનાવ્યો હોય એમ કહી શકાય. કદાપિ ઉપરનો નિયમ કે ગ્રંથ બનાવતી વખતે જે સૂરિ હોય તેનું નામ નહિ લખતાં અન્ય સૂરિનું પણ મંગલાચરણ કરી શકાય એવી તે સમયની પ્રદ્ધતિ હોય તો શ્રી વિજયસિંહસૂરિના વખતમાં તે ગ્રંથ રચેલો હોય એમ અનુમાન કરી શકાય. ગમે તેમ હોય પણ જન્મ તો તેમનો વિ. સંવત્ ૧૬૭૦ લગભગમાં થયો હોય એમ અનેક દલીલોથી સિદ્ધ થાય છે. તેમની ભાષા ગુજરાતી જન્મનીજ હોય એમ ઉચ્ચ સંસ્કારિત ગુર્જર ભાષાના શબ્દો આદિવડે અનુમાન થવાથી તેઓ ગુર્જર દેશમાં જન્મ્યા હોય એમ લાગે છે. તેમની ગુર્જર ભાષામાં કેટલાક મારવાડી ભાષાના શબ્દો દેખાય છે તેનું કારણ એ છે કે તેઓ મારવાડ દેશમાં વિચર્યા હતા; તેથી જે દેશમાં વિચર્યા હોય તે દેશની ભાષાના કેટલાક શબ્દોની સંમિશ્રતા ગુર્જર ભાષામાં થાય એમ બનવા ચોગ્ય છે. આ પૂજ્ય કવિનો વિહાર ગુર્જર દેશમાં વિશેષ હતો. આ મહાન્

મુનિવરનો સ્વર્ગવાસ વિ. સંવત ૧૭૪૫ના માગશર સુદિ એકાદશીના રોજ નામદાર ગાયકવાડ સરકારના રાજ્યના ડભોઈ ગામમાં થયો હતો. ડભોઇ ગામની દક્ષિણ દિશાએ તળાવ પાસે તેમની દેરી છે. અનેક મુનિવરો અને શ્રાવકો તેમની પાદુકાનાં દર્શન કરવા માટે ડભોઈ ગામે જાય છે. તેમણે વિ. સંવત ૧૭૪૪ ની સાલનું છેલ્લું ચોમાસું સુરતમાં કર્યું હતું; ત્યાંથી ચોમાસું ઉતર્યા બાદ ભરૂચ, નીકોરા, અને શીનોર થઈ ડભોઈ આવ્યા હશે અને મૌન એકાદશી કરવાને માટે ત્યાંના જૈનોના આગ્રહથી ત્યાં રહ્યા હશે. ડભોઈમાં સાગરગચ્છના યતિયો ઘણા રહેતા હતા, ત્યાં સાગરગચ્છના યતિયોની ઘણી દેહરીઓ છે.

શ્રીમદ્‌ની બાલ્યાવસ્થા અને અદ્‌ભૂત સ્મરણશક્તિ.

તેઓ જાતે ઓસવાળ હતા. તેમની બાલ્યાવસ્થામાં તેમના પિતાશ્રી મૃત્યુ પામ્યા હતા, અને તેમનાં માતુશ્રી વિધવા થયાં હતાં. ભવિષ્યમાં તેઓ એક મહાન્ ચમત્કારિક

મહાત્મા નીવડવાના એવાં ચિન્હો તેમનામાં બાલ્યાવસ્થાથીજ માલુમ પડતાં હતાં. તેમનાં માતુશ્રીને દરરોજ ગુરૂની પાસે જઇને ઉપાશ્રયમાં "ભક્તામર સ્તોત્ર" સાંભળવાનો નિયમ હતો. ચોમાસાના એક દિવસમાં ઘણા વરસાદની હેલી થવાથી તેમજ પોતાનું શરીર નરમ હોવાથી ગુરૂ પાસે જઈ ભક્તામર સ્તોત્ર સાંભળી શકયાં નહિ. એમનો નિયમ એવો હતો કે ભક્તામર સ્તોત્ર સાંભળ્યા સિવાય ભોજન લેવું નહિ; તેથી ઉપરના કારણથી ત્રણ દિવસના ઉપવાસ થયા. યશોવિજયજીનું તે વખતનું સાંસારિક નામ જશો હતું, અને તેમની ઉમર આ પ્રસંગે ૭ વર્ષની હતી. ચોથા દિવસે જશાએ પોતાની માતુશ્રીને પૂછયું કે હે માતુશ્રી! તમે કેમ એ ત્રણ દિવસથી ખાતાં નથી? માતાએ જવાબ આપ્યો કે હે પુત્ર! હું ભક્તામર સ્તોત્ર સાંભળ્યા સિવાય ભોજન લેતી નથી. જશાએ વિનયથી કહ્યું કે તમારી ઈચ્છા હોય તો હું તમને ભક્તામર સ્તોત્ર સંભળાવું. માતા

આશ્ચર્ય પામી બોલ્યાં કે તને ક્યાંથી ભક્તામર સ્તોત્ર આવડે ? પુત્રે કહ્યું કે હે માતુશ્રી ! તમે મને તમારી સાંથે ગુરૂની પાસે ઉપાશ્રયમાં દર્શન કરવાને તેડી ગયાં હતાં તે વખતે મેં પણ ભક્તામર સ્તોત્ર સાંભળ્યું હતું તે મને યાદ રહ્યું છે. માતાએ સંભળાવવાનું કહ્યાથી પુત્રે ભક્તામર સ્તોત્ર સંપૂર્ણ અને એક પણ ભૂલ સિવાય સંભળાવ્યું, તેથી માતાને બહુ આનંદ થયો અને ભોજન કર્યું. ત્રણ ચાર દિવસ સુધી ભક્તામર સ્તોત્ર, પુત્રની પાસેથી સાંભળ્યું. વરસાદની હેલી સમાપ્ત થતાં શરીર આરોગ્ય થવાથી જશાનાં માતુશ્રી, ગુરૂની પાસે ઉપાશ્રયમાં ભક્તામર સ્તોત્ર સાંભળવા ગયાં. ગુરૂએ પૂછયું કે હે સુશ્રાવિકા ! તને ભક્તામર સ્તોત્ર સાંભળ્યા વિના સાત દિવસના ઉપવાસ થયા હશે. શ્રાવિકાએ બે હાથ જોડીને કહ્યું કે આપના પસાયથી મેં ભક્તામર સ્તોત્ર મારા પુત્રના મુખેથી સાંભળ્યું છે. ગુરૂ આશ્ચર્ય પામ્યા અને પૂછયું કે તારો પુત્ર શી રીતે ભક્તામર સ્તોત્ર સંભળાવી

શકયો ? શ્રાવિકાએ કહ્યુ કે હે ગુરૂ મહારાજ ! આપની પાસે એક દિવસ હુ તે પુત્રને દર્શન કરાવવા તેડી લાવી હતી, તે વખતે આપ ભકતામર સ્તોત્ર બોલતા હતા, તે તેને યાદ રહ્યુ હતું, તેથી તેણે મને સંભળાવ્યું. ગુરૂએ તેણીના ૭ વર્ષની ઉમરના પુત્ર જશાને બોલાવ્યો અને તેની સ્મરણશકિત જોઈ બહુ આશ્ચર્ય પામ્યા. તેને કેટલુંક પૂછયું અને તેના પ્રત્યુત્તર તેમને સંતોષકારક મળવાથી ગુરૂ બહુ ખુશી થયા. પુત્ર અને માતા ઘેર ગયા બાદ ગુરૂના મનમાં એક વિચાર સ્કુરી આવ્યો કે જો આ પુત્ર દીક્ષા લે તો જૈનધર્મનો ઉદ્ધાર કરી શકે. ગુરૂ કે જેમનુ નામ શ્રી નયવિજયજી હતું, તેમણે શહેરના આગેવાન જૈનોને એકઠા કર્યા, અને પોતાનો વિચાર પ્રદર્શિત કર્યો. આગેવાન જૈનોનું મંડળ જશાની માતાની પાસે ગયું અને કહ્યું કે હે શ્રાવિકા ! તારો પુત્ર બહુ બુદ્ધિશાળી છે. આવી બાલ્યાવસ્થાથી ધર્મશાસ્ત્રોનો અને ભાષાશાસ્ત્રનો અભ્યાસ કરશે તો ભવિષ્યમાં એક મહાન્ જૈન ધર્મોદ્ધારક પ્રભા-

વક થશે, અને તત્ત્વવેત્તા થશે. ગૃહસ્થાવાસમાં રહેશે તો અલ્પ જીવોને ઉપકાર કરી શકશે અને પોતાના ગુણોનો લાભ આપવાને માટે સાધુના જીવનની પેઠે સ્વતંત્ર પ્રયત્ન કરી શકશે નહિ. આવા એક પુત્રને જૈન ધર્મના ઉદ્ધારને માટે અને આખા જગત્‌ના ભલાને માટે બ્રહ્મચર્ય આશ્રમમાં સદાકાળ રહે એવી દીક્ષા અપાવવી એ તમારા નામને અમર કરવા જેવું સુકૃત્ય છે. તમારા પુત્રને ગુરૂને સોંપવા માટે સંઘ વિનંતિ કરે છે તે સ્વીકારશો. પુત્રની માતા અત્યંત હર્ષોય-માન થઈ અને તેને હર્ષાશ્રુ આવ્યાં, અને સંઘને કહેવા લાગી કે જેને તીર્થંકરો પણ નમસ્કાર કરે છે એવો શ્રી સંઘ મારી પાસે પુત્રરત્નની માગણી કરે છે, અને તે જગત્‌ના ભલાને માટે મહા પ્રભાવક થશે તો આના કરતાં અન્ય કાંઈ મને રૂડું જણાતું નથી, માટે મારા પુત્રને હું સંઘને સોંપુ છું. સાત ઘર વચ્ચે એકનો એક પુત્ર હોવા છતાં પણ માતાએ જૈનધર્મના ઉદ્ધારને માટે ગુરૂને સોંપ્યો, અને તે જગાએ દીક્ષા અંગીકાર કરી.

કયે પટ્ટપરંપરામાં શ્રીમદે
દીક્ષા અંગીકાર કરી.




શ્રી મહાવીર પ્રભુની પટ્ટપરંપરાએ ચાલતા આવેલા તપાગચ્છમાં ભારતમાં પ્રખ્યાત અકબર બાદશાહને ઉપદેશ દેનાર શ્રી હીરવિજયસૂરિ થયા. શ્રી હીરવિજયજીસૂરિના શિષ્ય ઉપાધ્યાય શ્રી કલ્યાણવિજયગણિ, તેમના મુખ્ય શિષ્ય શ્રી લાભવિજયગણિ, તેમના મુખ્ય શિષ્ય શ્રી જીતવિજયગણિ, તેમના ગુરૂભ્રાતા શ્રી નય-

વિજયગણિ, અને તેમના શિષ્ય તપાગચ્છ ગગનમણિ શ્રી યશોવિજયજી થયા.

શ્રીમદ્ આનન્દઘનજી, જ્ઞાનવિમલસૂરિ, ઉદયરત્ન, માનવિજય ઉપાધ્યાય, જિનવિજય, શ્રીમદ્ વિનયવિજય, જયસોમ ઉપાધ્યાય, સકલચન્દ્ર અને મોહનવિજય વગેરે ગુર્જર ભાષાપોષક સાક્ષર મુનિઓ પ્રવર્તતા હતા. શ્રીમદ્‌ના સમાનકાલીન કોઈ પણ વિદ્વાન્ તેમના ગ્રન્થો સંબંધી ચર્ચા કરી હોય એવું જણાતું નથી.

શ્રીમદ્‌ના સમાનકાલીન જૈન સાક્ષર મુનિવરો.

શ્રીમદે બાલ્યાવસ્થામાં બ્રહ્મચારી દશામાં દીક્ષા અંગીકાર કરી હતી. શ્રી સત્યવિજય પન્ન્યાસ કે જેના યોગે પીતવસ્ત્રદ્વારા ક્રિયોદ્ધાર થએલો હતો તે, તથા શ્રી વિનયવિજય ઉપાધ્યાય, અને આનન્દઘનજી સમકાલીન હતા. તેમના વખતમાં શ્રી વિજયદેવસૂરિ, વિજયસિંહસૂરિ,

શ્રીમદ્‌નો કાશીમાં વિદ્યાભ્યાસ

અને વિજયપ્રભસૂરિ, હતા, એમ તત્કૃત ગ્રન્થોથી પૂરવાર થાય છે. તેમના ગુરૂ નયવિજયજી અમદાવાદમાં વિશેષ રહેતા હતા. બાલ્યાવસ્થામાંજ તેમણે તથા શ્રી વિનયવિજયજીએ જૈન ધર્મનાં ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. તે બન્નેની અપૂર્વ બુદ્ધિનું અવલોકન કરીને તે બન્નેને વ્યાકરણ અને ન્યાયનો પરિપૂર્ણ અભ્યાસ માટે કાશીમાં કરવા મોકલાવ્યા. તે વખતે સંસ્કૃત ભાષાવિદ્યાની પીઠિકાભૂત કાશી હતું. તે બન્નેએ બ્રાહ્મણ વિદ્વાન્ની પાસે અધ્યયન શરૂ કર્યું. શ્રી વિનયવિજયજીએ વ્યાકરણનો મુખ્ય વિષય લીધો અને ન્યાયના વિષયને ગૌણપણે ગ્રહણ કર્યો. શ્રીમદ્ યશોવિજયજીએ ન્યાયના વિષયનું મુખ્યપણે અધ્યયન કર્યું; અને વ્યાકરણ સાહિત્યનું ગૌણપણે ગ્રહણ કર્યું. તે બન્નેએ બાર વર્ષ પર્યન્ત શાસ્ત્રોનું અધ્યયન કરીને અપૂર્વ વિદ્વત્તા પ્રાપ્ત કરી. તેમનો વિદ્યાગુરૂ બ્રાહ્મણ, જૈનધર્મનો દ્વેષી છતાં, વિનયાદિથી તેને પ્રસન્ન કરીને તે પછી તેઓએ ગુરૂને સંતોષપૂર્વક વિદ્યા ગ્રહણ કરી. તેમના ઉપર અધ્યાપક વિદ્યા-

ગુરૂને અપૂર્વ પ્રેમ થયો અને તેથી તેણે બન્નેને હૃદયથી સર્વ વિદ્યા શીખવી. તેમના ગુરૂ અધ્યાપકની પાસે એક અપૂર્વ ગ્રન્થ હતો, તે ગ્રન્થ કોઇને તે બતાવતા નહોતા, શ્રી યશોવિજયજીએ અને વિનયવિજયજીએ પ્રસંગ પામીને અર્ધ અર્ધ ગ્રન્થ જોઇ મુખે કરી, બન્નેએ ભેગા મળી ઉતારી તેને પૂર્ણ કર્યો. પ્રસંગોપાત્ત તે વાત પોતાના અધ્યાપકને જણાવીને માફી માગી, અને તેમની પ્રીતિ સંપાદન કરવાપૂર્વક પોતાની સ્મરણશક્તિનો અપૂર્વ ખ્યાલ ગુરૂને દર્શાવી આપ્યો. તે વખતમાં કાશીમાં એક મહાન્ વિદ્વાન્ દાક્ષિણાત્ય પંડિત આવ્યો અને તેણે ઘણી સભાઓ જીતી લીધી. આવા પ્રસંગે અધ્યાપક ગુરૂની આજ્ઞા માગીને યશોવિજયજીએ કાશીના પંડિતોની શોભાના રક્ષણાર્થે દાક્ષિણાત્ય પંડિતની સાથે વાદવિવાદ કર્યો અને તેને જીતી લીધો; તેથી કાશીના પંડિતોએ પ્રસન્ન થઇને તેમને "न्यायविशारद" ની પદવી અર્પી. કાશીમાં તેમણે અનેક શાસ્ત્રોનું અધ્યયન કર્યું.

એક દિવસે શ્રીમદ્દના મનમાં સરસ્વતી દેવતાને પ્રત્યક્ષ કરવાનો વિચાર સ્ફુરી આવ્યો. તેમણે એકવીસ દિવસ પર્યન્ત ઐંકાર બીજપૂર્વક સરસ્વથી મંત્રનો જાપ કર્યો. એકવીસમા દિવસની રાત્રીમાં સરસ્વતી સાક્ષાત્ આવ્યાં. યશોવિજયજીને વર માગવાનું કહ્યું. યશોવિજયજીએ જૈનધર્મના ઉદ્ધારાર્થે શાસ્ત્રો રચવામાં સહાયતા માગી. સરસ્વતીએ તે પ્રમાણે થાઓ એમ કહ્યું અને અન્તર્ધાન થઈ ગયાં. આ વાત તેમના રચેલા જંબુ સ્વામીના રાસમાંના મંગલચરણના દુહામાંથી નીકળી આવે છે, તે દુહા અત્ર લખવામાં આવે છેઃ—

શ્રીમદ્દને સરસ્વતી દેવીએ સાક્ષાત્ દર્શન આપ્યાં.

દોહા.

શારદ સાર દયા કરો, આપો વચન સુરંગ;
તું તૂઠી મુજ ઉપરે, જાપ કરત ઉપગંગ. ૧
તર્ક કાવ્યનો તેં તદા, દીધો વર અભિરામ;
ભાષા પણ કરી કલ્પતરૂ-શાખા સમ પરિણામ. ૨

હે માત નચાવે કુકવિ, તુજ ઉદર ભરણને કાજ;
હું તો સદ્‌ગુણ પદે, ઠવી પૂજું મત લાજ. ૩

ભાવાર્થઃ—કાશીમાં ગંગા નદીના કાંઠા ઉપર મેં તારૂ અરાધન કર્યું અને તે વખતે તેં સાક્ષાત્ આવીને મારા ઉપર પ્રસન્ન થઇને તર્કકાવ્યનો સુંદર વર આપ્યો. હે માતર્ ! તને કુકવિઓ પેટ ભરવાને માટે ગમે તેની ખોટી સ્તુતિઓ કરીને અને જગત્‌ની અવનતિ જેવાં અને જેમાં અશુભ વિચારો રહ્યા છે, એવાં કાવ્ય કરીને ત્હને નચાવે છે. હું તો તને સદ્‌ગુણમય કાવ્યો બનાવીને તેમાં સ્થાપન કરીશ માટે લજ્જા ન પામ !

આ વાકયો આ ઉત્તમ મુનિવરના મુખમાંથી નીકળે છે તેથી તેમને સરસ્વતીએ સાક્ષાત્ આવીને વરદાન આપ્યું હતું એમ સિદ્ધ થાય છે. એમના ગ્રન્થો વાંચતાંજ તેમાં દૈવી ચમત્કાર માલુમ પડી આવે છે.

ન્યાયશાસ્ત્ર સંબંધી શ્રીમદે એકસો ગ્રંથો રચ્યા.

અન્યમતના વિદ્વાનોએ "ન્યાય-

કાશીમાંથી શ્રીમદ્દને વિહાર.

विशारद " એવું બિરૂદ તેમને આપ્યું. આ બીના જૈન તર્ક ભાષા ગ્રન્થની પ્રશસ્તિ ઉપરથી માલુમ પડે છે. કાશીમાં પૂર્ણ વિદ્વત્તા સંપ્રાપ્ત કર્યા પશ્ચાત્ તેઓ ત્યાંથી નીકળ્યા. તેમણે નીકળતી વખતે અધ્યાપક બ્રાહ્મણ ગુરૂને કહ્યું હતું કે આપને કદી મારી જરૂર પડે તો ગુર્જર દેશમાં મને મળશો. ગુર્જરદેશમાં આવતાં પહેલાં તેમણે આગ્રા વગેરે નગરોનું અવલોકન કર્યું હતું. ગદાધર નામનો એક પંડિત કે જે મહાન્ નૈયાયિક હતો, તેની શ્રીમદ્ ઉ૦ યશોવિજય પર પ્રીતિ હતી. જેસલમેરનો જ્ઞાનભંડાર તેમણે દેખ્યો હતો. સમંતભદ્રગણિકૃત તત્ત્વાર્થસૂત્રપર ગંધહસ્તિ મહાભાષ્ય પણ તેમણે તે પ્રદેશમાં વા અન્યત્ર જ્ઞાનભંડારમાંથી દેખ્યું હોય એવું તેમણે આપેલી ગંધહસ્તિ મહાભાષ્યની સાક્ષીઓ ઉપરથી માલુમ પડે છે. હાલ તે ગ્રંથ દેખાવામાં આવતો નથી. કર્ણાટક દેશમાં તામિલ ભાષામાં તે ગ્રંથ હયાતી ભોગવે છે.

એમ કેટલાક દિગમ્બરીઓ તરફથી સાંભળવામાં આવ્યું છે. મારવાડમાં વિહાર કરીને તેઓએ ગુર્જર દેશ પ્રતિ વિહાર કર્યો. મધ્ય હિંદુસ્તાનમાં દિગંબરોનું પ્રબળ હતું. તેમણે દિગમ્બરોને દિક્પટ ચોરાંશી બોલ અને અધ્યાત્મમતપરીક્ષા વગેરે ગ્રન્થો લખીને સમજાવવા પ્રયત્ન કર્યો હતો. તેમના સમયમાં જૈન ધર્મમાં ઘણા પંથો ઉભા થયા હતા. દિગંબરોમાંથી પણ તેરાપન્થી અને સમયસારીઆ નામના મત નીકળ્યા હતા. પ્રતિમોત્થાપક અને કડવા પન્થ વગેરે મતો તે વખતમાં વિદ્યમાન હતા. તપાગચ્છના આચાર્યો પણ સાગરગચ્છના આચાર્યોની સાથે વિવાદમાં ઉતરતા હતા. તે વખતની પૂર્વે લગભગમાં થયેલા શાન્તિદાસ શેઠ સાગરગચ્છના આચાર્યની સ્થાપના કરનાર મુખ્ય શ્રાવક હતા. વિજયદેવસૂરિની પાછળ થનાર શિષ્યોમાં આચાર્યને પટ્ટે સ્થાપન કરવાની બાબતમાં મતભેદ પડયો. શ્રીસત્યવિજય પન્ન્યાસે વિજયસિંહસૂરિની આજ્ઞા સ્વીકારી હતી, અને પાછળથી વિજયપ્રભસૂરિની

આજ્ઞા સ્વીકારી હતી એમ કેટલાંક અનુમાનોથી અવ-બોધાય છે. શ્રી પં. સત્યવિજયના નિર્વાણરાસમાં શ્રી વિજયપ્રભસૂરિની આજ્ઞામાં તે હતા એમ લખ્યું છે. શ્રી ઉ૦ યશોવિજયજીએ અધ્યાત્મમતપરીક્ષા રચવાના સમયમાં વિજયદેવસૂરિની આજ્ઞા ધારી હતી, અને પાછળથી શ્રી વિજયસિંહસૂરિ તથા વિજયપ્રભસૂરિની આજ્ઞા સ્વીકારી હતી.

શ્રીમદ્‌ના વખતમાં ધર્મની સ્થિતિ

તેમના વખતમાં જ્ઞાનનો ઉદય દેખાતો હતો, પણ ક્રિયારૂપ ચારિત્ર માર્ગમાં શિથિલતા દેખાતી હતી. તેમણે સત્યવિજય પન્ન્યાસની સાથે ક્રિયોદ્ધાર કર્યો હતો એમ સાંભળવામાં આવ્યું છે. પણ તેના ચોક્કસ પુરાવા હજી પ્રાપ્ત થયા નથી. તેમણે પ્રથમ શ્રી સત્યવિજયજીને તથા જ્ઞાનવિમલજીને પક્ષ લેઈ ઉત્કૃષ્ટાચાર માર્ગની પરૂપણ કરી હતી, અને તેથી આચાર્યને પણ ઘણું વેઠવું પડયું હતું એમ કેટલીક કહેણીઓથી જાણવામાં આવ્યું છે. શ્રીવિજયપ્રભ-

સૂરિએ કેટલાકના આગ્રહથી ઉ૦ યશોવિજયજીની પંડિતાઇને અવલોકી તેમને ઉપાધ્યાય પદવી આપી હતી. તેમને કઈ સાલમાં ઉપાધ્યાય પદવી આપી તે ચોક્કસ જણાતું નથી.

ઉ૦ શ્રીયશોવિજયજીની વ્યાખ્યાનકળા અને ઉ૦ માનવિજયની વ્યાખ્યાનકળા.

એક સમયે શ્રીમદ્ ઉ૦ યશોવિજયજી પાટણથી વિહાર કરી અમદાવાદમાં આવ્યા તે વખતે, અમદાવાદમાં માનવિજયજી ઉપાધ્યાયનું વ્યાખ્યાન વખણાતું હતું. શ્રી યશોવિજય ઉપાધ્યાયના વ્યાખ્યાનના શ્રોતાઓ કરતાં ઉ૦ શ્રી માનવિજયના વ્યાખ્યાનમાં શ્રોતાઓ પાંચ છ ગણા વધારે થતા હતા. ઉપાધ્યાય શ્રી યશોવિજયજીના વ્યાખ્યાનમાં એક હજાર મનુષ્યો થતાં હતાં અને ઉ૦ શ્રીમાનવિજયજીના વ્યાખ્યાનમાં પાંચ છ હજાર મનુષ્યો ભેગા થતા હતા. શ્રી ઉ૦ યશોવિજયજીનું વ્યાખ્યાન દ્રવ્યાનુયોગની પ્રરૂપણામય હોવાથી ઘણાઓને ઘણું સૂક્ષ્મ પડતું હતું. તેમજ ઉ૦ યશોવિજયજી

કરતાં ઉપદેશ આપવાની શૈલી શ્રી માનવિજયજીની ઘણી આકર્ષક હતી. એક વખત ઉપાધ્યાયના મનમાં વિચાર આવ્યો કે શું મારા કરતાં ઉ૦માનવિજયજી વધારે વિદ્વાન્ છે કે જેથી તેમની સભામાં ઘણા જૈનોની ઠઠ ભરાય છે, આ બાબતનો નિશ્ચય કરવાને તેઓ પોતે ઉ૦ માનવિજયજીના વ્યાખ્યાનમાં ગયા. શ્રી ઉ૦ માનવિજયજીએ તેમને બહુ માન આપી બેસાડયા, અને આવવાનું કારણ પુછયું. ઉપાધ્યાયે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો, શ્રીમાનવિજયજીએ કહ્યું કે હું તમારા જેટલો વિદ્વાન્ નથી તોપણ ઉપાધ્યાયના આગ્રહથી ઉ૦માનવિજયજીએ વ્યાખ્યાન શરૂ કર્યું. માનવિજયજીની ઔપદેશિક કળાથી ઉપાધ્યાય પ્રસન્ન થયા અને ઉ૦ માનવિજયજીની પ્રશંસા કરી. આ કહેણી ઉપરથી ઉપાધ્યાયના હૃદયમાં ઉદારભાવ અને લઘુતા કેટલી હતી તે વાત વાંચકોના અભિપ્રાય ઉપર મૂકીએ છીએ. પ્રતિમા ઉત્થાપક ઢુંઢકોના સામા તેમણે જબરી બાથ ભીડી હતી અને તેમણે પ્રતિમાશતક વગેરે સંસ્કૃતગ્રન્થોમાં પ્રતિ-

માંજી સારી રીતે સ્થાપના કરી છે. ગુર્જર ભાષાના સાડાત્રણસેં ગાથાના સ્તવનમાં તેમજ એક સજ્‌ઝાયમાં પ્રતિમા માનવાના આગમોના ઉલ્લેખો દર્શાવ્યા છે. તે વખતમાં પ્રવર્તતા યતિયોના શિથિલાચારનું ખંડન કરવાનેમાટે તેમણે જબરી બાથ ભીડી હતી, તેથી યતિયોએ તેમને અમદાવાદના એક ઉપાશ્રયમાં ગોંધી રાખ્યા હતા. આવી કિંવદન્તીમાં કેટલો સાર છે તે વાંચકો વિચારી લેશે. તેઓ એક વખત ગોઘાએ ગયા હતા, ત્યાં તેમણે સમુદ્ર દેખ્યો. સમુદ્ર અને વહાણ દેખીને તેમના મનમાં સમુદ્ર વહાણ સંવાદ રચવાનું સ્ફુરી આવ્યાથી **સમુદ્ર વહાણસંવાદ** નામનો વિનોદમય ગ્રન્થ ગુર્જર ભાષામાં રચ્યો. તેમણે લીંબડીના રહીશ દોશી મેઘજી વગેરેને ગુર્જર ભાષામાં પ્રતિબોધ દેવાના માટે **વીરસ્તુતિ હુંડીરૂપ,** ૧૫૦ ગાથાનું સ્તવન બનાવ્યું હતું.

અનેક મતવાદીઓની શંકાઓનું સમાધાન થાય તેવું ગુર્જર ભાષામાં સાડાત્રણસેં ગાથાનું સ્તવન બના-

વ્યું. તેમજ શ્રી સીમંધરપ્રભુને સ્તુતિ કરીને એકાન્ત વ્યવહાર અને એકાન્ત નિશ્ચય મતવાળા યતિયો વગેરેને ગુર્જર ભાષામાં, પ્રતિબોધ દેવામાટે સવાસો ગાથાનું સ્તવન બનાવ્યું. તે સ્તવનોપર પં૦ પદ્મવિજયજીએ ટબો પૂરેલો છે. સાડાત્રણુસેં ગાથાના સ્તવનપર જ્ઞાનવિમળસૂરિએ ટબો પૂર્યો છે. એક લહીયાના મુખથી સાંભળવામાં આવ્યું છે કે અમદાવાદમાં વિમળના ઉપાશ્રયમાં જ્ઞાનવિમળસૂરિએ તેમના ગ્રન્થોપર પૂરેલા ટબાના સુડતાલીસ ગ્રન્થ છે. આ વાતમાં પરિપૂર્ણ સત્યતા લાગતી નથી.

શ્રી સત્યવિજય પન્ન્યાસની સાથે તેમણે ઉપદેશવડે ક્રિયોદ્ધાર કર્યો હતો એમ કિંવદન્તીથી જાણવામાં આવ્યું છે. તેમના ઉપર ઢુંઢકો તથા શિથિલ યતિયો દ્વેષ કરતા હતા અને યતિયો તરફથી ઘણી ઉપાધિ થતી હતી.

ઉપાધ્યાયના સ્તવન વગેરે ગુર્જર ભાષાના ગ્રન્થોનો ફેલાવો દેખીને કેટલાક ઇર્ષ્યાળુ યતિયો તથા સ્થા-

નકવાસીઓ કહેવા લાગ્યા કે ઉપાધ્યાય તો રાસડા જોડી જાણે છે. ઈર્ષ્યાળુઓનાં આવાં વચનોથી શ્રી ઉપાધ્યાયે દ્રવ્ગુણુપર્યાયનો રાસ બનાવીને પોતાની અપૂર્વ વિદ્વત્તા દેખાડી.

એક વખત તેઓ ગુરૂની સાથે અમદાવાદમાં પ્રતિક્રમણુ કરતા હતા. શ્રાવકોએ ભગવતી સૂત્રની સજાય સાંભળાવવાને માટે ઉપાધ્યાયને આદેશ આપવા ગુરૂને વિજ્ઞપ્તિ કરી. ઉપાધ્યાયને ભગવતીની સજ્જાય આવડતી નહોતી, તેથી મૌન રહ્યા. શ્રાવકોએ સ્થૂલ બુદ્ધિથી ઉપાધ્યાયને કહ્યું કે તમો કાશીમાં જઇને શું ભણી આવ્યા? બીજા દિવસે ઉપાધ્યાયે, ભગવતી સૂત્રને બરાબર અવલોકીને, પ્રતિક્રમણુ વખતે સજ્જાય કહેવાની આજ્ઞા માગી અને ભગવતીની સજ્જાય શરૂ કરી. ઘણો વખત થયો, તો પણ સજ્જાયનો પાર આવ્યો નહિ. શ્રાવકો અકળાવવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે સજ્જાય કેટલી મોટી છે. ઉપાધ્યાયે જવાબ આપ્યો કે કાશીના અભ્યાસના મશ્કરી જેટલી મોટી છે.

અમદાવાદથી વિહાર કરતા કરતા ઉપાધ્યાય શ્રી ખંભાત બંદરમાં પધાર્યો. ખંભાત

ખંભાતમાં વાદવિવાદ.

બંદરમાં ઉપાધ્યાયનું બહુ સન્માન થયું. તે વખતે ખંભાત નગરની વ્યાપારાદિકના યોગે પૂર્ણ ચઢતી હતી. ઉપાધ્યાયે વ્યાખ્યાન વાંચીને સમાપ્ત કર્યું. એવામાં તેમના અધ્યાપક ગુરૂ કાશીથી આવી પહોંચ્યા. ઉપાધ્યાયે તેમનો સત્કાર કર્યો અને કરાવ્યો; ખંભાતના શ્રાવકોએ સીત્તેર હજાર રૂપૈયા ગુરૂદક્ષિણા તરીકે બ્રાહ્મણ પંડિતને આપ્યા. ભાષાના વિદ્યા ગુરૂ તે બ્રાહ્મણ હતા, પણ તે ધર્મગુરૂ નહોતા. સાધુઓના અને શ્રાવકોના ધર્મગુરૂ તો સાધુઓ હોય છે. ખંભાતમાં તે વખતમાં બ્રાહ્મણ પંડિતો ઘણા હતા. તેઓ સંપ કરીને ઉપાધ્યાયની સાથે વાદ કરવાને આવ્યા, અમુક વર્ગના અક્ષરો વિના કોઇ અક્ષરો ચર્ચામાં બોલવા નહિ એવી વ્યવસ્થા કરીને વિવાદ આરંભ્યો. તેમાં બ્રાહ્મણોથી બોલી શકાયું નહિ. અન્તે બ્રાહ્મણોના કહેવાથી ઉપા-

ધ્યાયજીએ અમુક વર્ગોના શબ્દોદ્વારા કેટલાક કલાક પર્યન્ત સંભાષણ કર્યું તેથી બ્રાહ્મણો ધન્યવાદ આપવા લાગ્યા.

શ્રીમદ્‌નો છાણી ગામમાં વિહાર.

શ્રીમદ્ ઉપાધ્યાય, ખંભાતથી વિહાર કરીને કાવી ગંધારની યાત્રા કરીને પાદરા થઈ છાણી ગયા. શ્રીમદ્ ષડ્‌દર્શનના શાસ્ત્રોમાં મહા વિદ્વાન્ હતા. તેથી સર્વ ધર્મના વિદ્વાનોની સાથે શાસ્ત્રાર્થ કરતા હતા. તેઓ થાપનાચાર્યની ઠવણીના ચાર છેડે ચાર ધ્વજાઓ રખાવતા હતા. તેનો સાર એ હતો કે ચારે દિશામાં કોઈપણ પંડિત હોય તો મારી સાથે શાસ્ત્રાર્થ કરે, અને જો શાસ્ત્રાર્થ કોઇ નહિ કરે તો ચારે દિશાના દેશોના પંડિતો જીતાયા છે એમ નક્કી સમજવામાં આવતું. તે વખત છાણીમાં એક વૃદ્ધ શ્રાવિકા રહેતી હતી. તેણે ઘણા સિદ્ધાંતોનું શ્રવણ કર્યું હતું, અને તેની ધર્મચર્ચાના પ્રશ્નના નિવેડામાં સલાહ લેવામાં આવતી હતી. પેલી વૃદ્ધ શ્રાવિકાએ ઉપાધ્યાયજીનું વ્યાખ્યાન સાંભળ્યું, અને તે બહુ આ-

નંદ પામી. વૃદ્ધ શ્રાવિકાના મનમાં એવો વિચાર આવ્યો કે, ઉપાધ્યાયજી, જ્ઞાનના અહંકારથી ઠવણીમાં ધ્વજાઓ રખાવે છે તે રીવાજ ઠીક નથી. માટે તેને દૂર કરાવવો જોઇએ. આમ વિચારી બીજા દિવસે તે ઉપાધ્યાયજીને વિધિપૂર્વક વંદન કરીને, પશ્ચાત્ તેમની આજ્ઞા માગીને પુછવા લાગી કે, ગૌતમસ્વામીની ઠવણીમાં કેટલી ધ્વજાઓ હશે? ઉપાધ્યાયજી વૃદ્ધ શ્રાવિકાનો પુછવાનો ભાવાર્થ સમજી ગયા અને ઠવણીમાંથી ધ્વજાઓ દૂર કરાવી. આ કિંવદન્તીમાંથી સાર એટલો લેવાનો છે કે ઉપાધ્યાયજી સત્યનો સ્વીકાર કરવામાં અને પોતાનું આચરણ અયોગ્ય હોય તેનો ત્યાગ કરવામાં કેટલા ઉદ્યમશીલ હતા તે આટલા દાખલાથી દેખાઈ આવે છે; છાણીથી વડોદરા, મીયાગામ અને ભરૂચ થઇ તેઓએ સુરત અને રાંદેર સુધી વિહાર કર્યો હતો. વીસમા મુનિ સુવ્રત સ્વામીનું સ્તવન તેમણે ભરૂચમાં બનાવ્યું હતું, એમ તે

શ્રીમદ્નો જુદા જુદા સ્થલે વિહાર.

સ્તવનના ઉદ્‌ગારોથી માલુમ પડે છે. સુરતમાં પન્ન્યાસ સત્યવિજયજી અને જ્ઞાનવિમળ સૂરિને સમાગમ થયો હતો. તેમનો વિહાર, ઉપાધ્યાય વિનયવિજયની સાથે પણ થતો હતો. જ્ઞાનવિમળસૂરિને તે વખતના તપાગચ્છના આચાર્યની સાથે સંબંધ નહોતો, અને તેઓ કેટલીક બાબતમાં આચાર્યથી જુદા વિચારના હતા. એમ કેટલીક કિંવદન્તીઓના આધારે લખવામાં આવે છે, કેટલાક યતિઓના મુખથી સાંભળવા પ્રમાણે સત્યવિજયજીએ અને જ્ઞાનવિમળસૂરિએ સુરતમાં પીતવસ્ત્ર ધારણ કરવાનો અને ક્રિયા ઉદ્ધાર કરવાનો ઠરાવ કર્યો હતો, અને દેવતાનું આરાધન કરીને તેમણે પોતાનો માર્ગ ચલાવવામાં સહાય મેળવી હતી. બીજી એક એવી કહેવત છે કે તે વખતમાં ઢુંઢીઆ સાધુઓની બાહ્ય દયા, તપશ્ચર્યા વગેરે ક્રિયાઓથી ઘણા અજ્ઞ જૈનો ઢુંઢક મતમાં દાખલ થવા લાગ્યા હતા અને મૂર્તિ માનવાવાળી જૈનોની સંખ્યા કમી થવા લાગી હતી. યતિયોમાં શિથિલાચાર વધવા

લાગ્યો તેમજ પરસ્પર અદેખાઇ બહુ વધવા લાગી અને તેઓ એક બીજાની નિન્દા કરીને પોતેજ પોતાની મેળે હલકા પડવા લાગ્યા, આથી ઢુંઢક સાધુઓ અજ્ઞ શ્રાવકોની આગળ ઉપદેશ દેવામાં ફાવવા લાગ્યા; ત્યારે લીંબડી વગેરેના સંઘે અમદાવાદમાં શ્રી વિજયસિંહ-સૂરિની આગળ પોકાર કર્યો, તે વખતે શ્રીવિજયસિંહ સૂરિની પાસે અઢાર મોટા શિષ્યો હતા. યતિના વેષે ઢુંઢીયાઓને ઉપદેશ થઇ શકાશે નહિ એવું તે વખતમાં પ્રાયઃ કેટલાકના મનમાં આવ્યું. કારણ કે યતિઓએ પોતાની તે વખતમાં એ વેષે પ્રાયઃ શિથિલતા બતાવી હતી, તેથી ઢુંઢીયાઓના મનમાંથી બૂરી છાપ ઉઠાવીને શુભ છાપ સ્થાપન કરવાનું શ્રી સત્યવિજય-જીના મનમાં જણાયું. આચાર્યે અઢાર શિષ્યોના સામું જોયું પણ કોઇની હિમ્મત ઢુંઢીયાઓની સાથે બાથ ભીડીને સનાતન માર્ગની રક્ષા કરવાની જણાઈ નહિ. આ બીડું શ્રી સત્યવિજયજીએ ઝડપી લીધું, અને આચાર્યની આજ્ઞા માગીને પીતવસ્ત્ર ધારણ કરીને

ક્રિયોદ્ધાર કર્યો, અને લીંબડી વગેરે ઠેકાણે ચોમાસું કરીને સ્થાનકવાસીઓને પુનઃ તપાગચ્છમાં લાવ્યા. શ્રી સત્યવિજયજીના આ કાર્યને ઉપાધ્યાયજીએ ટેકો આપ્યો હતો. એમ તેમણે લીંબડીમાં ચોમાસું કરીને પ્રથમ કહેલા શ્રાવકોને બોધ દેવાને પ્રતિમાનું સ્થાપન જેમાં છે એવા સ્તવનથી સિદ્ધ થાય છે. સત્યવિજયજીને ઉપાધ્યાયે સહાય આપી હતી અને યતિયોનો શિથિલાચાર હઠાવવાને પુસ્તકો રચીને ઘણો ઉપદેશ દીધો હતો. કેટલાક કિંવદન્તીના આધારે શ્રી યશોવિજયજીએ અને શ્રી વિનયવિજયજીએ સુરત, રાંદેરમાં કાથીયાં વસ્ત્ર ધારણ કર્યાં હતાં, અને પાછળથી દૂર કર્યા હતાં એમ સાંભળવામાં આવે છે, પણ તેમણે પોતાના કોઇ ગ્રન્થમાં આ બાબતનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો નથી, તેથી આ બાબતમાં કંઈ કહી શકાતું નથી. દશમતના સ્તવનમાં मत करी मैंतो पडतो मूक्यो આ વાકય આવે છે. તેથી જો તે શ્રીમદ્ ઉપાધ્યાયનું કરેલું સિદ્ધ થતું હોય તો યતિયોના

કહેવા પ્રમાણે તેમણે અમદાવાદમાં પીતવસ્ત્ર ત્યજીને પુનઃ શ્વેતવસ્ત્ર ધારણ કર્યાં એ વાત સિદ્ધ થઈ શકે છે, અથવા તેઓના વિચારો શ્રી પૂજ્ય આચાર્યને પ્રથમ નહિ માનવાનો મત હોય અને પાછળથી તેમને માન્યા હોય તેથી મત કરીને પડતો મૂક્યો હોય એમ કહેવાયું હશે. યતિયોના કહેવા પ્રમાણે પીતવસ્ત્ર ત્યાગ્યાં ત્યારે તેમને ઉપાધ્યાય પદવી અમદાવાદમાં આપવામાં આવી હતી. કેટલાક ચોક્કસ પુરાવા વિના યતિયોની ચાલતી આવેલી વાત ઉપર વિશ્વાસ મૂકી શકાય તેમ જણાતું નથી. આવા મહા પુરૂષ સંબંધીમાં કોઈ પણ અભિપ્રાય બાંધતા પહેલાં બહુ વિચાર કરવાની જરૂર છે. કેટલાક મુનિરાજ વિદ્વાનો કહે છે કે ઉપાધ્યાયનું બનાવેલું દશ મતનું સ્તવન નથી. આ બાબતમાં તેઓ એટલું કહે છે કે ઉપાધ્યાયજી જેવા મહાસમર્થ જ્ઞાની પુરૂષ, ખરતર આદિ ગચ્છોનું ખંડન કરવા પ્રયત્ન કરે નહિ. ઢુંઢક અને દિગંબરનાં ખંડન વિના તેમના અન્ય ગ્રન્થોમાં ખરતરાદિ ગચ્છોના

ખંડનનો ઇસારો જણાતો નથી, માટે કોઇ અન્ય વિદ્વાને આ સ્તવન બનાવીને તેમનું નામ લખ્યું હોય ? જ્ઞાની જાણે. ઉપાધ્યાયજીના વખતમાં પીતવસ્ત્રદ્વારા ક્રિયોદ્ધાર કરનાર પન્ન્યાસ સત્યવિજયજી હતા, પણ પન્ન્યાસને આચાર્યની આજ્ઞામાં રહેવું પડતું હતું. તપાગચ્છના આચાર્યોની આજ્ઞા પ્રમાણે વિહાર વગેરે થતો હતો. શ્રી પં. પદ્મવિજયજી, શ્રી પં. રૂપવિજયજી અને શ્રી પં. રત્નવિજયજી, પન્ન્યાસ પર્યન્ત પણ આ રીવાજ કેટલેક અંશે શરૂ હતો, એમ સાંભળવામાં આવે છે. શ્રી ઉપાધ્યાયજી પીતવસ્ત્ર ગ્રહણ કર્યાં નહોતાં એમ કેટલાકનું માનવું છે. આ બાબતનો નિર્ણય કરવા માટે વિદ્વાનોએ મધ્યસ્થ થૈ ચર્ચા કરવી જોઇએ. અઢારમા સૈકામાં તપાગચ્છના ભાનુ સમાન શ્રી ઉપાધ્યાયજીએ દેશોદેશ ગામોગામ વિહાર કરીને જૈનધર્મની અપૂર્વ સેવા બજાવી છે. તેમની કલમમાં અપૂર્વ ધર્મ રસની ધારાનો પ્રવાહ વહે છે. આગમોના અનુસારે તેમનો ઉપદેશ હતો. કેટલાક દિગંબરીઓ

તરફથી એમ કહેવામાં આવતું હતું કે અમોરામાં જેવો શુભચંદ્રાચાર્યકૃત જ્ઞાનાર્ણવ ગ્રંથ છે, તેવો શ્વેતાંબરમાં નથી. આ વાત શ્રી ઉપાધ્યાયજીના મનમાં ખુંચવાથી ઉપાધ્યાયજીએ ज्ञानार्णव નામનો ગ્રંથ એવો સરસ બનાવ્યો કે જેથી દિગંબરીઓના જ્ઞાનાર્ણવ કરતાં તેમણે બનાવેલો જ્ઞાનાર્ણવ ઉત્તમ શોભાને ધારણ કરવા લાગ્યો, પણ શ્વેતાંબર જૈનોના કમભાગ્યે હાલ તેનો પત્તો લાગતો નથી. જ્ઞાનાર્ણવ ગ્રન્થ જોવાની સાક્ષીઓ તેમણે અન્ય ગ્રન્થોમાં લખી છે. આ ગ્રન્થની શોધ કરવાની ઘણી જરૂર છે. ઉપાધ્યાયજીના મનમાં જૈનધર્મની ઉન્નતિ કરવાની ઘણી ઇચ્છા હતી. એક કિંવદન્તીના આધારે અત્ર લખવામાં આવે છે કે

શ્રીમદ્નો આનન્દઘનજી સાથે સમાગમ.

ઉપાધ્યાયજીના મનમાં આનન્દઘનજીની મુલાકાત લેવાની ઇચ્છા થઈ. આબુની યાત્રા કરીને તેઓ તેટલામાં આનન્દઘનજીની શોધ કરવા લાગ્યા. આનન્દઘનજી સાધુના વેષે હતા. ઉપા-

ધ્યાયજીએ શોધ કરાવી તેમાં તે સફળતા પામ્યા.
આબુની પાસેના ગામમાં એક વખત ઉપાધ્યાયજી
કેટલાક યતિઓની અને શ્રાવકોની આગળ અધ્યાત્મની
પ્રરૂપણા કરતા હતા. તે વાતની ખાનગીમાં આનન્દ-
ઘનજીને ખબર પડતાં તેઓ ગુપચુપ આવીને શ્રોતા
વર્ગની પાછળ બેઠા. ઉપાધ્યાયજીનું અધ્યાત્મ વ્યા-
ખ્યાન સાંભળીને સભાએ મુક્ત કંઠે પ્રશંસા કરી, પણ
પેલા મહાત્માએ મૌન ધારણ કરેલું દેખીને ઉપાધ્યા-
યજીની તેમના તરફ દૃષ્ટિ ગઇ. તેણે મારા વ્યાખ્યાનની
પ્રસન્નતા કેમ ન જણાવી ? એવો ઉપાધ્યાયજીના
મનમાં વિચાર આવ્યો. ઉપાધ્યાયજીના કહેવાથી તેમ
ગાથાનો અધ્યાત્મ અનુભવ, પેલા મહાત્માએ પ્રરૂપ્યો
તેથી ઉપાધ્યાયનું મન ખુશ થયું; અને જાણ્યું
અધ્યાત્મજ્ઞાનરસમાં ઝીલનાર આનન્દઘન વિના આ
ઉત્તમ અનુભવ અર્થ કોઇ કરી શકે નહિ, તેથી તેમ
વધુ પૃચ્છા કરતાં તેજ પ્રસન્ન વદનવાળા આનન્દઘ-
નજી છે એમ ઉપાધ્યાયના મનમાં નિશ્ચય થવા

તેમનો બહુ સત્કાર કર્યો, અને તેમની અષ્ટપદી બનાવી. કેટલાકો શ્રીઆનન્દઘનની નિન્દા કરતા હતા, અને આનન્દઘનનાં છિદ્ર દેખતા હતા, તે વાત ઉપાધ્યાયે સાંભળી હતી. તેથી અષ્ટપદી વાક્યોવડે તેમણે પોતાનો ગુણાનુરાગ દેખાડયો. શ્રીમદ્ આનન્દઘનજીએ પણ શ્રી ઉપાધ્યાયજીના ગુણાનુરાગની અષ્ટપદી તે વખતે બનાવી હતી એમ સાંભળવામાં આવ્યું છે. કેટલાક વખતના સહવાસથી આનન્દઘનજીની પાસેથી શ્રીમદ્ ઉપાધ્યાયે અધ્યાત્મજ્ઞાન સંબંધી પોતાના અનુભવની વૃદ્ધિ કરી, અને ત્યારથી તેમણે સમાધિશતક, અધ્યાત્મસાર, જ્ઞાનસાર, જશવિલાસ વગેરે ગ્રન્થોમાં અધ્યાત્મજ્ઞાનની અપૂર્વ ભાવનાઓ લખી. શ્રીમદ્ આનન્દઘનજી પાસે જઈ કેટલાક શ્રાવકો હાલ ખરો ધર્મોપદેષ્ટા કોણ છે ? તે સંબંધી પ્રશ્નો પુછતા હતા, અને કોની પાસે ધર્મ વ્યાખ્યાન સાંભળવું ઈત્યાદિ પુછતા હતા. તેના ઉત્તરમાં શ્રીમદ્ આનન્દઘનજી કહેતા હતા કે હાલમાં શ્વેતાંબર માર્ગમાં જૈનશાસનમાં શ્રીમદ્ યશોવિજયજી

ગીતાર્થ છે અને તે જૈનાગમોના અનુસારે બોધ આપે છે, તેનું વ્યાખ્યાન સાંભળો અને તે ખરો ધર્મોપદેષ્ટા છે એમ માનો. હું તો સંત છું અને તે તો જૈનશાસનનો રક્ષક-ગીતાર્થ અને જૈનધર્મનો પ્રવર્તક મહા આત્માર્થી પુરૂષ છે. આનન્દઘનજીનાં આવાં વચનોથી આનન્દઘનજીની દશા અને તેમની ગુણાનુરાગ દષ્ટિ, અને જૈન શાસનના રક્ષક ઉપાધ્યાયજીની પરીક્ષા સંબંધી ઘણું શિખવાનું મળે છે.

એક વખતે કોઇ પ્રતિપક્ષી શ્રાવકે યશોવિજયજીને ઉદ્દેશીને કહ્યું કે—સમકિતના સડસઠ બોલની સજ્જાય તમે બનાવી છે, તેમાં વ્યવહાર પક્ષની ઘણી પુષ્ટિ છે. ષટ્સ્થાનક સંબંધી વિશેષ વ્યાખ્યાન નથી માટે તે બાબતનો તમને ઘણો અનુભવ નથી એમ લાગે છે. ઉપાધ્યાયજીએ આ વાતના ઉત્તર તરીકે ષટ્સ્થાનક ચોપાઇ નામનો ગુર્જર ભાષાનો ગ્રન્થ લખીને તેમાં ઘણો અનુભવ લખી દીધો, તેથી પેલા પ્રતિપક્ષી શ્રાવકનું મુખ બંધ થયું. હાલના વિદ્વાનો પણ તેમન

ગ્રન્થોનું અનુકરણ કરીને કેટલાક ગ્રન્થોને લખવા પ્રયત્ન કરે છે. એવી દંતકથા સાંભળવામાં આવી છે તે નીચે મુજબ છે. શ્રીમદ્ યશોવિજયજીની નસોનસમાં "સવીજીવ કરૂં શાસન રસી" એવી ભાવના વર્તતી હતી. આનન્દઘનની પાસે સુવર્ણસિદ્ધિ છે એમ તેમણે જાણ્યું હતું. નથી તેમણે વિચાર કર્યો કે સિદ્ધિથી જૈનોનો ઉદય કરી શકાશે. ઘણા લોકોને જૈન ધર્મમાં લાવી શકાશે. મેડતા લગભગમાં આનન્દઘનજી રહેતા હતા. ઉપાધ્યાયે બહુ સત્કારથી આનન્દઘનજીને ગામમાં તેડાવ્યા, અને બહુ માનથી કહ્યું કે આપની પાસે સુવર્ણ સિદ્ધિ છે તેને લેવા મારી પ્રાર્થના છે. આનન્દઘનજીએ આ અયોગ્ય પ્રાર્થના છે એમ કહી ત્યાંથી ચાલી નીકળ્યા. ઉપાધ્યાયજીના મનમાં જૈન શાસનનો ઉદય કરવાની તીવ્રેચ્છા વર્તતી હતી. તેમને કેટલાક દ્વેષીઓ પજવતા હતા અને તેમની નિન્દા કરતા હતા તેથી કેટલીક વખત ઉપાધ્યાયજીનામનમાં તેઓના માટે કરૂણા પ્રગટ થતી હતી. આ બાબતના

